વંદેમાતરમ્

# રાષ્ટ્રીય ધ્વજ

આવૃત્તિ ૧ લી

પ્રત ૨૦૦૦



કિં. ૦-૧-૦

ગાંધી સમ ગાંધી બની તમ હિંદને દિપાવજો
પરતંત્રતાની બેડી આ ભારત તણી તોડાવજો
ગાંધી ગુરૂ ગણી શિક્ષણ લેજો કરજો ભારતોદ્ધાર
ગાંધી તણા ચરણેજ વિચરી કરો યાહોમ આવાર.


લેખક અને પ્રકાશક :–

ગોવિંદજી લલ્લુભાઈ મ્હેતા.

મુ. કોસાડ વાયા–ઊતરાણ જીલ્લે–સુરત.

# એક અમુલ્યં તક!

## લ્યો! લ્યો!! ખરીદી લ્યો!!!

આ હમારૂં અદ્‌ભુત રાષ્ટ્રીય વિશુદ્ધ ભાવના સ્ફુરનારૂં નાનકડું પુસ્તક તાકીદે ખરીદી લ્યો. અથવા માત્ર દોઢ આનાની ટિકિટ નીચેને સરનામે બીડીને ઘેર બેઠાં મેળવો.



### સોનેરી તક.

ફેરીઆઓ! આ નાનકડા પુસ્તકની નકલો તમને છૂટક તથા જથ્થાબંધ બહુ કિફાયત ભાવે મીશને સુરતમાંથી મળશે. તેનો લાભ લેવા ચૂકશો નહિ. સ્વાર્થ સાથે પરમાર્થ.

ગોવિન્દજી લલ્લુભાઇ મહેતા.
ઠે. બ્રાહ્મણ મહોલ્લો. મુ. કોસાડ
વાયા ઉત્રાણ.
જી. સુરત.

તા૦ ક૦ આ પુસ્તકની નકલો સુરત ખાતે ગાંડીવ સાહિત્ય મન્દિરની ઓફીસ (કેળાંપીઠ ચૌટા) માંથી પણ મળી શકશે.

# બે બોલ.

વાંચક ! આ એક નાનકડું પુસ્તક હું આપના સુભાર્ક હસ્તમાં મૂકું છું તેને આપ સ્વિકારી લેશો, અને યોગ્ય કદર કરવા ચૂકશો નહિ એવી આ લેખક આપને વિજ્ઞપ્તિ કરે છે.

વાંચક ! તમે આ નાનકડા પુસ્તકમાં અદ્‌ભૂત રાષ્ટ્રીય ભાવના પ્રેરનારાં કાવ્યો તથા લેખોના સંગ્રહ જોઈ શકશો.

વાંચક વૃંદ ! આજ કાલ આવાં નાનકડાં પુસ્તકો આપે ઘણુંજ નિહાળ્યાં હશે, પણ આવું વિર રસના પાઠ પઢાવતું તો એકે ચુનંદુ પુસ્તક ન નિહાળ્યું હોય. આમાં એવાં કાવ્યો મૂકવામાં આવ્યાં છે કે, જે કાવ્યો હજી સુધી પ્રજાની જાણમાં જેવાં જોઈએ તેવાં પરિપૂર્ણ તો નજ આવી શકયા હોય.

વાંચક ! હુ ઉપર કહ્યા પ્રમાણે "બે બોલ" લખતાં ઘણુંજ લખી ગયો છું, માટે એક બાબત લખી મારી કલમ સ્વસ્થાને મૂકીશ, અને તે એજ કે આ પુસ્તકમાં જે જે ઉણપો રહી ગઇ હોય તેને આપ પોતેજ સુધારી લેશો એવી આ લેખક આકાંક્ષા રાખે છે.

તા૦ ૧૪-૭-૨૩ } ગોવિંદજી લલ્લુભાઇ મહેતા.
કોસાડ

ઈતિહાસથીયે અદ્‌ભૂત
નવલકથાથીયે રસિક
પાને પાને રસથી છલકાતું
કેવળ નવીન માહિતીથી ભરપૂર

# બોમ્બયુગનું બંગાળા.

એ પુસ્તક તમે વાંચ્યું ન હોય, તો આજેજ જરૂર વાંચજો. એમાં બંગાળામાં થયેલી બોમ્બ ચળવળની સાચેસાચી વિગતવાર ગજબનાક માહિતી અરવિન્દ ઘોષના ભાઈએ આપી છે. કિમ્મત રૂપિયો એક. રૂા. ૪ા લવાજમ ભરી સ્થાયી ગ્રાહક થનારને અગિયાર આને પડશે. તેમ મેળવવાની યોજના પૂછાવો.

લખો

ગાંડીવ સાહિત્ય મન્દિર

ચૌટા નજીક, સુરત.

# રાષ્ટ્રીય ધ્વજ

## અદ્‌ભૂત વિરરસ ઉત્પન્ન કરનારા કાવ્યો તથા લેખોનો સંગ્રહ.

ગીત ૧ લું.

દુનીઆને ઉંધા ચશ્માં
ડાહ્યા દિવાના લાગે—(૨)
નરસીંહ હતો દિવાનો મીરાં હતી દિવાની.
ભક્તિ સુધા પિનારા—ડાહ્યા
કેવા હતા ટિળક કેવા હતા દાદા*
સ્વદેશે પ્રેમ પિનારા—ડાહ્યા
જે પ્રેમના સુપંથે નિજ પ્રાણને વિસરતા
ફરહાદને એ મજનું—ડાહ્યા
તે કર્મવિર ગાંધી જઈ જેલમાં બિરાજ્યા.
તે પણ જગતની આંખે—ડાહ્યા
પરતંત્રતાને મિટાડવા અસહ્ય દુઃખો સહે
તે પણ તમારી આંખે—ડાહ્યા
સ્વતંત્રતાને કાજે જઈ જેલમાં વિચરતા
તે સલ્તનતની આંખે—ડાહ્યા

---

* દાદાભાઇ નવરોજજી.

## ગીત ૨. જું

## (પરતંત્રતાને ત્યજી દઈને સ્વતંત્રતો થાઓ–રાગ)

સ્વરાજનું છે શાંત યુદ્ધ શાંતિ ધરો તો આવજો.
તનમન વચન ધન દેશને અર્પણ કરો તો આવજો–૧
આ યુદ્ધમાં શૂરા લડે કાયર બિચારા શું કરે.
રણ ઘેલા તો રણમાં ખરે હિંમત ધરોતો આવજો–૨
જો દેશની દાઝે બળો તો ધર્મની કાજે લડો.
પર પ્રાણની રક્ષા કરો વ્હારે ચડો તો આવજો–૩
ધન્ય માતૃભૂમિને ભજી શણગાર ખાદીનો સજી
પરદેશી વસ્તુઓ ત્યજી સેવા કરો તો આવજો–૪
ખાદી ખરો શણગાર છે આ હિંદનો ઉદ્ધાર છે.
આ રેંટીઆનો તાર છે જો ના ડરો તો આવજો–૫
હિંદુ મોસ્લીમ પારસી બનો ઐકયતાની આરસી.
સ્વરાજ લેતાં વાર શી ? સંપ કરો તો આવજો–૬



## ગીત ૩.

# ભારતવાસીઓને !

પરતંત્રતાને ત્યજી દઈને સ્વતંત્ર તો થાઓ
ખાદીને અંગે સજી સ્વરાજ ગીત ગાઓ........૧
વિર યોદ્ધા આપણા આજે સડે છે જેલમાં
તોપણ હજીતો આપણે બેસી રહ્યા છીએ મ્હેલમાં....૨

લાખો તનયા હિંદની અન્ન વિના ભૂખે મરે
હજારો ભારત વાસીઓ અરે ! વસ્ત્ર વિણ ફરે....૩
માતા ભારત આપણી પરતંત્રતામાં છે અરે !
ત્રીસ કોટિ તેના તનુજો શું કંઈજ નહિ કરે ?....૪
દેવ ગાંધીજીને આજે કર્યા છે બંદીવાન.
આપણે તો મોજ કરીએ કરી ખાનપાન........૫
ખાદી તણો શણગાર સજી યાહોમ કરો આવાર
સુદર્શન ચક્રજ અહી શક્તિ બતાવો અપાર....૬
સ્વતંત્રતાને કાજ નિજ પ્રાણ પણ અર્પણ કરો
લાખો મુર્દાં છો પડે પણ લેશ નવ ડરો........૭
ગાંધી આજ્ઞા શિર ઉઠાવી જેલ દ્વારે સંચરો
નિર્ભયતાને માન આપી રાષ્ટ્ર યજ્ઞે વિચરો........૮
ઐકયતાથી વિચરશો તો ભલું થશે ભારતતણું.
તમ ભારત નિવાસી બંધુઓ વિશેષ હું શું કહું....૯
બંધુઓ ! કહેવાપણું તે ઉપર સઘળું કહી દીધું
ભારતી પુત્ર "ગોવિંદજી" એ શેષ નવ રહેવા દીધું....૧૦

---

## ગીત ૪

### ( કવાલી )

મીઠી વાણી સુણી તારી હવે ભારત પ્રજા જાગી.
સ્વતંત્ર સ્વરાજ લય લાગી ફકીરી તેં લીધી ગાંધી —
પરાધીન દેશની દાઝે સ્વતંત્ર સ્વરાજને કાજે
અમીરીને ત્યજી આજે ફકીરી તેં લીધી ગાંધી.
વિપત્તિના વાદળાં ભારી જાગ્યા નહિ રાત દિન ઘોરી
સ્વયંસેવક દિધા જોડી ફકીરી તેં લીધી ગાંધી.
ખિલાફતની લડત કાજે ઇસ્લામી ધર્મની દાઝે.
મળ્યા નહિ ન્યાય તે કાજે ફકીરી તેં લીધી ગાંધી
પંજાબી ભાઇબ્હેનોની લુંટાઇ લાજ ત્યાં કંઇની
થઈ ખુનરેજી બેચેની ફકીરી ત્હેં લીધી ગાંધી.
વિલાયતમાં લડાઈ ચાલી તિજોરી હિંદની ખાલી
દશા નિજ દેશની ભાળી ફકીરી ત્હેં લીધી ગાંધી
ધિરજની ઢાલ તેં ધારી ક્ષમાના ખડગથી ચારી
કરી ઉદ્યમ તણી સ્વારી ફકીરી ત્હેં લીધી ગાંધી
સ્વતંત્ર સ્વરાજના મંત્રો મહાત્મા તિલકના સુત્રો
ગોઠવ્યા ગાંધીએ યંત્રો ફકીરી ત્હેં લીધી ગાંધી.
સુતરના તાંતણે લેવું સ્વરાજ સ્વદેશનું દેવું
ભયંકર પણ કર્યું કેવું ફકીરી ત્હેં લીધી ગાંધી

રેંટીઆની રસમ સાદી ઘરેઘર ફેરવ્યા ગાંધી.
વણે હાથે અમીર ખાદી ફકીરી ત્હેં લીધી ગાંધી
ખાદીના વસ્ત્ર ત્હેં પહેર્યાં ઘણાં પહેરે વગર પહેર્યાં
હૃદય કાળાં કર્યાં ગોરાં ફકીરી ત્હેં લીધી ગાંધી.
અસહકારી વ્રત ત્હેં લીધું સ્વદેશી પણ કર્યું સીધું
દયાથી દેશને દીધું ફકીરી ત્હેં લીધી ગાંધી.
ખરો હઠ યોગ ત્હેં લીધો સન્યાસ સ્વરાજનો લીધો
પ્રજાનો પ્રેમ રસ પીધો ફકીરી ત્હેં લીધી ગાંધી
મદિરા પાનની કુંદી દેશની દુર્દશા ભૂંડી
કરાવે બંધ એ રૂઠી ફકીરી ત્હેં લીધી ગાંધી
ફકીરીમાં અમીરીની છાપ સાચી પડી ગાંધી
દેશથી દાઝની યાદી ફકીરી ત્હેં લીધી ગાંધી



# મૂરખરાજ

ગાંધીજી કૃત રસીલી નવલકથા તમારે વાંચવાજ છૂટકો છે. કિમ્મત આઠ આના ટ. ખ. સાથે સાડા નવ આના. ગાંડીવ સાહિત્ય મંદિરમાંથી મળશે.

## *મધુરી બંસરી.

ગોપાળ બંશરી તારી વાગે રે,
વિંધ્યાચળ સમ એની શ્રદ્ધા લાગે રે;
દશા દેશની એ તો બતાવે રે,
જીવનના દુઃખી પ્રસંગો ભૂલાવે રે.
લક્ષાધિપતિને એ નહિ માને રે,
†લુચ્ચા જનોની કથા ન સુણે કાને રે;
ભાખે સત્યજ એ બંસરી રે,
ઈચ્છીત વસ્તુને એ આપનારી રે.
મન ગમતી લ્હેરો એ આપે રે,
હેરત એ બંશરી પમાડે રે;
તાગડધિન્ના છોડો ઓ બંધુ રે ! ગોપાળ.

લી॰ ગોવિંદજી લલ્લુભાઈ મહેતા.

---

* ગોપાળદાસ અમ્બાઇદાસની. † દેશદ્રોહી.

# ભારતીય યુવાનો પ્રત્યે—

## હે યુવાનો !

પાછળના દોઢસો વરસથી દિનપ્રતિદિન થતી આવતી માતૃભૂમિની દુર્દશા નિહાળો તો તમારાં પથ્થરવત હૃદય પણ પિગળ્યા વિણ રહેશે નહિ. જેઓએ દેશ તથા ધર્મને ખાતર પરતંત્રતાને સ્વિકારી નથી, તથા સ્વમાનને ખાતર ક્ષણભંગુર દેહની પણ પરવા રાખી નથી, એવા પચીસ હજાર નરવિરો આજે જેલમાં સબડે છે.

## હે યુવાન ભારતી પુત્રો !

ભલા ભારત વર્ષમાં તો શું પણ સારી આલમમાં મહાન વિભૂતિ તરીકે સુવિખ્યાત થએલા કથીરને કુંદન બનાવનાર, માતૃભૂમિને માટે ફકીરી ધારણ કરનાર, ભારત માતાના લાડકવાયા તન મહાત્મા ગાંધીજી આજ ભારતને આઝાદ કરવા યરોડાની જેલમાં તપશ્ચર્યા કરે છે.

## વ્હાલા યુવાન હિંદીઓ !

આજે આપણી સેંકડો બલ્કે હજારો ભગીનીઓ કે જેઓએ દુઃખના ડુંગરો નિહાળ્યા નથી, તાપ સરખો વેઠયો

નથી અને કાંટા કાંકરાનાં અવર્ણનીય કષ્ટોને સુદ્ધાં અનુભવ્યાં નથી તેવી ભારતની વિર તનયાઓ ટાઢ કે તડકો શિયાળો કે ચોમાસું અને કાદવ કીચડની પણ પરવા રાખ્યા વિણ હિંદના ગામડે ગામડે રટણ કરે છે અને રાષ્ટ્રના યજ્ઞ કુંડમાં પોતાની નાશવંત કાયાનું બળીદાન આપવા તત્પર થઇ રહી છે તો

## હે યુવાન બંધુઓ !

તમો તમારી યુવાની શેમાં ખતમ કરશો ? જ્યારે માતૃ ભૂમિ આવા અવનતિના સંજોગો પ્રયાણ કરતી હોય ત્યારે તમો પેટ પર હસ્ત ફેરવી પકવાન કે બાસુદી જેવાં મિષ્ટાનો આરોગી પેટ પૂજક બનશો ? તથા મોટર અને ફેટીનોમાં બેશી પાનની પીચકારીઓ મારતા મારતા ભારતની અધોગતિ નિહાળ્યા કરશો ? બંધુઓ ! આવા ખેદજનક દ્રશ્યો નિહાળ્યા કરવાં એ ભારતની પવિત્રતાને તથા ભારતે સાંપડેલાં રત્નો કે જે રત્નોએ પ્રાણની આહુતી અપાયા છતાં પણ પરતંત્રતાને સ્વીકારી નહોતી તથા સંપતિ તો શું પણ સંતતિની પણ દરકાર રાખી નહોતી અને રાજ પદને પણ ઠોકર મારી સત્યનેજ વળગી રહ્યા હતા, એવા આપણા શૂરવીર પૂર્વજોને લજ્જાસ્પદ નથી ? તો હે ભારતી સંતાનો !! ભારતને આઝાદ કરવા તમારી નાશવંત દેહની પણ પરવા ત્યજી રાષ્ટ્રના પરી કુંડમાં તમારાં શિર ઝુકાવો અને મહાત્માજીના ફરમાનને અક્ષરશઃ અમલમા મૂકી શેર

ઘેર અમલ કરવો, તોજ તમો પ્રાયઃ ભારતના સુસંતાનો ગણાશો અને પરમ કૃપાળુ પરમાત્માના અમોલ મુબારક ખોળાને પ્રાપ્ત કરી શકશો અંતે સ્વર્ગીય આનંદ અનુભવશો

હે ભારત તારો દિગ્વીજય થાઓ !

લિ૦ ભારતીપુત્ર

ગોવિંદજી લલ્લુભાઈ મ્હેતા



## જેલ વાસી નરવિરોને અભિનંદન.

હે *મહાત્મા! માતૃભૂમિને અવદશા અનુભવતી નિહાળી તેમાંથી તેને મૂક્ત કરવાં અસહકાર અને સત્યાગ્રહ જેવાં ચુનંદા શસ્ત્રો તમે હસ્તમાં ગ્રહ્યાં છે. અને દોઢ સદી થયાં નિદ્રાવસ્થામાં પીડાતી આર્યાવર્તની શુરવિર પ્રજાને જાગૃત કરી તેમની અવદશાનું પરિપૂર્ણ ભાન કરાવ્યું છે, તથા ભારત માતાના પવિત્ર હસ્તોને જકડનારી લોખંડી જંજીરોને તોડવા જે પ્રયત્નો આદર્યાં છે અને દિનબંધુઓની દીનતાને ફેડવા કમર કસી છે તેને માટે હે યરોડાની દિવાલો પાછળ સંતાયલા સંત ! મારા તમને કોટાનકોટીવાર વંદન છે

* ગાંધીજી

શૌકત તથા મહમુદ ! હે બે બાંધવો તમે ઇસ્લામી આલમને આઝાદ કરવા તથા ખિલાફત પર પડેલી ધાડોને જમીન દોસ્ત કરવા અને ભારતની પરતંત્રતા મીટાવા મહત્મા ગાંધીજીના પંથે વિચર્યા છો તેને માટે હે ઇસ્લામી સ્થંભો ! મારા તમને કોટિવાર વંદન છે

હે પંજાબના કેસરી ! તમે દેશની અથાગ સેવા કરી છે અને આજે નિરાશામય માંદગી જેલમાં સેવો છો છતાં ભારતને પરતંત્રતાની બેડીથી જકડનારાઓને માંથું નમાવ્યું નથી તો હે લાલ ! મારા તમને અગણિતવાર વંદન છે.

હે વિરયોદ્ધાઓ ! તમે મહાસભા રૂપી નૌકાને સ્વરાજ બંદરે પહોંચાડવા નાવિકો તરીકે આજે જેલમાં બેઠા છો તથા ભારતની કુમકેલેશ પણ વિલંબ કર્યો વિણ ધાયા છો તો હે રણઘેલા ભારતી પુત્રો ! મારા તમને હજારો વાર અભિવંદન છે

લિ૦ ભારતીપુત્ર

ગોવિંદજી લલ્લુભાઈ મ્હેતા

---

# ( સ્વરાજ શેર )

હે ! માતા ભારત હમારી વંદન તુને કોટીવાર છે
હમે બાળક તમારાં લાડકાં તુજ હમારી માત છે
તુજને મૂક્ત કરવાં કાજ હમારાં પ્રાણ આપીશું.
ભલે ! કષ્ટો પડે અગણિત હમો તે પ્રેમથી સહીશું
પરવા ત્યજી દઇ પ્રાણની ધરામહીં સમાઇ જાશું
તુજ દિગ્વિજયને કાજ હમારા પ્રાણ પાથરશું
સજીશું શિલનું શસ્ત્ર ગ્રહીશું સત્યનું શસ્ત્ર
તારી સ્વતંત્રતાને કાજે લડીશું મૂકીને મસ્ત.

---

હે દિનાનાથ ગાંધી તમો ક્યાં સંતાયા છો અરે !
આ હિંદના દીનબંધુઓ તુજ ખોળ સોળ માસ થયા કરે
તમારી રાહ જુએ છે માતા ભારત હમારી રે
ક્યારે થશે ગુજરાતમાં પધરામણી તમારી રે
લાગી લગન હમને તમારી નહિ તલસાવો લેશ વારરે
ગયા હો જ્યાં તમો ત્યાંથી પધારો આ સ્થળે આવારરે
અરેરે ! ભૂલ હું મોટી કરૂં તેમાં તેઓ શું કરે !
જ્હારે ધ્યાઇશું નહિ તેમની તો તેઓ વિમુખજ રહે

---

દેશના દ્રોહી થઇ જે આ અવનિમાં વિચરશે
અંતે આત્મા તેઓના રૈરવ નર્કે તે જશે
પ્રભુ તણા દરબારમાં ઇન્સાફ તેઓના થશે
પૂનર્જન્મને વિષે દ્રારમો દ્રોઢ તેઓને થશે






ભૂલચૂકની માફી હવે તુજ પાસ વાંચક! માગું છું
વખત વિતાડવા વિણુ આપશો એવી આશા રાખું છું
(લેખક,

ગાંડીવ મુદ્રણાલય, સુરત–માં નટવરલાલ મૂળચંદે છાપ્યું.